



श्री गणेशायनमः

# પ્રવીણ-સાગર.

## નાટકનાં ગાયનો.



રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર,
કલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા
એન્ડ કો૦
વિજય નૌતમ નાટક સમાજના માલીક.
અમદાવાદ

---

રચનાર
કવિ—ભીમજી વસનજી ભટ્ટ.
(બગસરાવાળા)

વડ મુદ્રાલય/પ્રેસમાં પટેલ ભાભાભાઈ ... એ
i. કે. રતનપોળમાં મસ્કતીમાર્કેટ—અમદાવાદ.

વૃતી પહેલી. ...... પ્રત ૧૦૦૦
સંવત ૧૯૭૨ સને ૧૯૧૬
કીંમત ૦—૨—૦





## ચેતવણી.

સને ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ મુજબ રજીસ્ટર કરાવી પ્રસિદ્ધ કરનારે સર્વ હક્ક પોતાના સ્વાધીન રાખ્યા છે માટે પ્રસિદ્ધ કર્તાની રજા સિવાય કોઇએ આ નાટક તથા તેમાંના ગાયનો છાપવાં-છપાવવાં, વેચવાં-વેચાવવાં કે ભજવવાં-ભજાવવાં નહીં.

શ્રીમ

# પ્રવીણ–સાગર નાટકના પાત્રો

## પુરૂષ પાત્રો.

મહાદેવ ... અજન્મા અવિનાશી જગતના આદિકારણ.

વિકટાનંદ ... શિવગણ-અને આપીત જન્મે રંગસિંહ

વિચિત્રાનંદ ... શિવગણ-અને આપીત જન્મે સાગર.

નારદજી ... દેવઋષિ.

નીતિપાળ .... મંજાપુરીના મહારાજા—પ્રવીણના પીતા

સાગર ... નેહનગરનો યુવરાજ. ( પુર્વજન્મે શિવગણ (વિચિત્રાનંદ. )

ભારતીનંદ ... સાગરનો મિત્ર.

રંગસિંહ ... એક જાગીરદાર. ( પુર્વજન્મે શિવગણ વિ-કટાનંદ. )

મદનપાળ .... રંગસિંહનો માનીતો સલાહકાર.

સત્યસિંહ ... રંગસિંહનો નોકર.

મફતીયો મુનશી ... મદનપાળની મહેરબાનીથી રંગસિંહને ત્યાં મુનશી તરીકે રહેલો નોકર.

યુવક ... નેહનગરનો નિવાસી.

નિર્મળરાય ... નીતિપાળનો પ્રધાન.

રૂદ્રસેન --- નીતિપાળનો કુમાર.

પ્રભાનાથ ... બદ્રિકાશ્રમ નિવાસી સિદ્ધ.

પ્રદીપસેન ... સાગરનો પીતા.

## સ્ત્રી પાત્રો.

| | | |
|---|---|---|
| પાર્વતીજી | ... | મહાદેવિ, શંકરની વિભૂતી. |
| ચિત્રકળા | ... | શિવગણ વિચિત્રાનંદની પતિ અને પ્રાચીન જન્મે પ્રવીણ. |
| પ્રવીણ | ... | નીતિપાળની પુત્રી. ( પુર્વજન્મે ચિત્રકળા. ) |
| પુષ્પા | ... | પ્રવીણની સખી. |
| ગરજુ | ... | મદનપાળની સ્ત્રી. |
| ઉખાજાન. | ... | રંગસિંહની નાયકા. |
| લલિતા, ચાતુર્કી | ... | ગાયકાઓ. |

શિવગણો, સરદારો, માળી. સિદ્ધમંડળ-આચાર્ય-અપ્સરાઓ, વારાંગનાઓ, સખીઓ વિગેરે.

સ્થળ—કૈલાસ, મંચ્છા પુરી અને નેહનગર.



શ્રી ગણેશાયનમ.

# પ્રવીણ-સાગર.

## નાટકના પ્રવેશવાર ટુંક હકીકત.

મંગળાચરણ—વસ્તુ વિવેચન.

---

### અંક પહેલો.

પ્રવેશ ૧ લો—શ્રી કૈલાસમાં—શ્રી ઉમા-માહેશ્વરનું શિવરાત્રિ મહોત્સવ પ્રસંગે શિવગણવૃંદનું પુજન. બાદ દોષિત ઠરેલ શિવગણ વિચિત્રાનંદ, ચિત્રકળા અને વિકટાનંદને શ્રાપ.

પ્રવેશ ૨ જો—પ્રવીણનો આવાસ-પ્રવીણનો સખીઓ સાથે વાણી-વિલાસ.

પ્રવેશ ૩ જો—જંગલ-સાગર પોતાની હદમાં વગર પરવાનગીએ શિકારે આવ્યો; માણસો સાથે લડાઈ કરી પોતાના સરદાર રંગસિંહને કેદ કર્યો તેના છોડ વિચારમાં મહારાજા નીતિપાળ. સરદારો સાથે સાગરનું આવવું. સાગર, નીતિપાળ વચ્ચે વીર-વિવાદ. બાદ રંગસિંહને બંધન મુક્ત કરાવી, સુલેહના પરિણામે અત્યાગ્રહથી સાગરને મિજમાન તરીકે નીતિપાળે પોતાની રાજ્યધાનીમાં તેડી જવા.

**પ્રવેશ ૪ થો—મદનપાળનું ઘર–મદનપાળની** સ્ત્રી ગરજુ યૌવન બહારમાં. ગત્ સ્થીતિ સાથે ચાલુ સ્થીતિની સરખામણી સંબંધે **મદનપાળ** તથા ગરજુની વાતચીત. બંધનમુકત થયેલા **રંગસિંહનું** આવી અપમાન થયાનું જાહેર કરી દિલગીર થવું. **મદનપાળનો** દિલાસો. ભોળો રંગસિંહ નિચના નિચ દબાણમાં.

**પ્રવેશ ૫ મો – રસ્તો–ભારતીનંદ** અને **પુષ્પાની** પ્રથમ પિછાણ.

**પ્રવેશ ૬ ઠો—રાજમાર્ગમાં પ્રવીણ આવાસનો નજરબાગ–પ્રવીણ સખીઓ** સાથે ગરબાની ગમતમાં. મુગ્ધા પ્રવીણની મંડી મશ્કરી. બાદ **સાગર–પ્રવીણનું** પ્રથમ પ્રેમ દ્રષ્ટિ મિલન,

**પ્રવેશ ૭ મો—રંગસિંહનો મહેલ**–નિચની નિચત માં દબાયેલા **રંગસિંહની** હજુરમાં **સત્યસિંહ**. બાદ **મદનપાળની** કૃપાવડે **મફતીયા મુસુદ્દીની** નિમણુંક અને ડબાજાનની ગમતનો આનંદ.

**પ્રવેશ ૮ મો—મહારાજા નીતિપાળની રાજ્ય કચેરી–મહારાજા નીતિપાળનો** નેક ન્યાય. પ્રવીણ લગ્નનો વિચાર. આકાશવાણી. સિદ્ધ પ્રભાનાથનું પ્રાગટ્ય. આશ્ચર્યયુકત ફેસલો.

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—રંગસિંહની ખાનગી બેઠક-નિચની નિચતા સામે સત્યસિંહની સત્યતા. બાદ નિચના દગાબાજીથી સત્યને રૂખસદ.

**પ્રવેશ ૨ જો**—પ્રવીણ ભૂવન-પ્રવીણની સાગર પ્રત્યેપ્રેમ લીનતા. છબિચિત્રી-કવિતા રચવાની પ્રવર્તિમાં. પુષ્પાનું આગમન. છબિ કવિતા છુપાવવાનો પ્રયાસ. યુકિતવંત પુષ્પાએ યુકિતથી જોવું-જાણવું. પ્રવાસી ગાયકાઓનું આવવું. રચેલી કવિતા ગવરાવવી. વિદ્વતા સાથે રસ અલંકારથી રચેલી કવિતા. આપ લાભાર્થે લઇ ગાયકાઓનું જવું.

**પ્રવેશ ૩ જો**—સાગરનો રાજ્ય મહાલય-સાગરની હજુરમાં આવી પ્રવીણ રચિત કવિતા પ્રવાસી ગાયકાઓએ ગાઈ તે સાગરના કદરદાન કદમમાં ભેટ ધરી જવું. સાગરને પ્રવીણની યાદ. પ્રેમબંધનમાં બંધાવું. ભારતીનંદનું સુચન. પ્રથમ પ્રેમ પત્ર લખી તે પ્રવીણને પહોંચાડવા ભારતીનંદને મોકલવો.

**પ્રવેશ ૪ થો**—રસ્તો-ભારતીનંદ બજેવાના વેશમાં. શિવપુજન અર્થે સખીઓ સાથે પુષ્પાનું નિકળવું. સ્ત્રીકર્તવ્યનું વિવેચન. બાદ પુષ્પાથી મળી ભારતીનંદે પત્ર આપી પ્રવીણ-સાગર મિલાપનો યુકિતસંકેત જણાવી જવું.

પ્રવેશ ૫ મો—પ્રવીણ આવાસ—સ્વપ્નામાં સાગર સાથે થયેલાં લગ્નના આનંદમાં પ્રવીણ. સખીઓની ગમત. બાદ લગ્નની અનુમતિ લેવા માજીનું આવવું. અયોગ્યથી લગ્ન ન કરવાની પ્રવીણની દ્રઢતા જાણી, માજીનું જવું બાદ ભારતાનંદ સાથે આવેલો સાગરનો પ્રેમ પત્ર પુષ્પાએ પ્રવીણને આપવો.

પ્રવેશ ૬ ઠો—રાજ્ય બગીચાનો રસ્તો—પ્રવીણ મિલન અર્થે સંકેત પ્રમાણે ભારતીનંદ સાથે સાગરનું હકીમ વેશે આવી માળીને મળવું. પ્રધાનનું આવવું. બિમાર પડેલી પ્રવીણના ઉપચાર્થે માન સહિત પ્રધાને નીતિપાળ પાસે હકીમ બનેલા સાગર ભારતીનંદને લઈ જવા.

પ્રવેશ ૭ મો—પ્રવીણનું શયનભુવન—સાગર વિયોગથી પ્રવીણની અસાધ્ય બિમારી. પ્રેમી વિયોગે પ્રેમીહૃદયની વરાળ. પુષ્પાનું શાન્તવન. મહારાજા નીતિપાળના હુકમથી ઉપચાર કરવા, હકીમ-સાગરનું ભારતીનંદ સાથે આવવું. ઓળખ. મિલન. હૃદયના ઉભરા નીતિપાળ આગમના ખબર પ્રેમ મસ્ત સાગરની અસ્થીરતા. પ્રેમ હૃદયને તજી હૃદય વગરના થયેલ પ્રેમીનું જવું. પ્રવીણની વિષપાન તૈયારી. માતા પીતાનું આગમન. અચાનક વિશક્તિએ આવી અર્ધની અન્તર્યાત્રિ વચ્ચે વિષપાન ઝડપી લેવું.

---

# અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો—મદનપાળનું ઘર--મદનપાળની ગેરહાજરી સગભ ગરજુનો અણગમો. મદનપાળની પડુતા. બાદ અવળાં કૃત્યથી અટકવું નહીં તો પરિણામ ખરાબ છે એવી મહારાજા નીતિપાળની ચેતવણીથી ગભરાયેલા રંગસિંહનું આવવું. હિંમત મળવી. ડખાજાનના નાચ મુજરાનો આનંદ. છેલે રૂખસદ પામેલા સત્યસિંહનું રંગસિંહને સત્યભાન કરાવવા આવવું

પ્રવેશ ૨ જો—સાગરભૂવન- પ્રવીણ જુદાઇમાં સાગરનું શાન્તિ હિન જીવન. શાન્તિ માટે પીતાની આજ્ઞા મેળવી ભારતીનંદ સાથે વૈરાગ્ય વૃત્તિથી હરદ્વાર જવું.

પ્રવેશ ૩ જો—પ્રવીણ આવાસ-ભારતીનંદથી સાગર સંન્યાસી થઇ હરદ્વાર તરફ ગયાના સમાચાર પુષ્પાએ જાણી પ્રવીણને કહેવા. પ્રવીણની મુર્ચ્છા ભારતીનંદનું આગમન શોકમય દશા. ડગારા પ્રેમ હૃદયને ડગ્યો. ભારતીનંદનો દિલાસો.

પ્રવેશ ૪ થો—મદનપાળનું ઘર-નિચતાનું પરિણામ રંગસિંહનો પશ્ચાત્તાપ. પ્રભાનાથનું દર્શન. રંગસિંહને શિવગણપદ પ્રાપ્ત થવું.

પ્રવેશ ૫ મો—હરદ્વારમાં સિદ્ધ પ્રભાનાથનો આશ્રમ-સાગરનું ભારતીનંદ સાથે પ્રવેશવું શાન્તાર્થે સંન્યાસ દિક્ષાની પ્રાર્થના.પ્રભાનાથ સિધ્ધે ભવિષ્ય કહી રાજધાનીમાં જવાની આજ્ઞા આપવી. સિદ્ધિનો ચમત્કાર.

પ્રવેશ ૬ ઠો—રસ્તો—સાગર વિયોગે પ્રવીણ દશાના વિચારમનોપુષ્પ । પુષ્પા ભારતીનંદનો મિલાપ. મહારૂદ્રયજ્ઞમાં સર્વેએ નેહનગર આવવાનું આમંત્રણ.

પ્રવેશ ૭ મો—સર્વનું મિલન. સિદ્ધ પ્રમાનાથનું પ્રાગટ્ય. પ્રવીણ-સાગરનો હસ્તમેળાપ શુદ્ધ પ્રેમીઓની મહત્તા. પ્રવીણ-સાગરનું પુનઃ શિવગણ પદને પ્રાપ્ત થવું. અને શ્રીઉમા-માહેશ્વરનાં મંગળમય દર્શન સાથે પ્રયોગનું પુર્ણ થવું.

શાન્તિ !                શાન્ત ! !                શાન્તિ ! ! !



૬૫૯૧

# શ્રી.

# પ્રવીણ-સાગર.

## નાટકનાં ગાયનો.



### અંક ૧ લો.

સુત્રધાર— ૧

વંદું ભાવ ધરી શ્રી એક દંત
દિપી રહ્યો છે યશ દિગંત— ટેક.
સર્વ કરે છે મંગળ સારૂં,
કાર્યારંભે સ્મરણું ત્હમારૂં
તેમ સ્મરૂં હું તજીને તંત— વંદું.
રિદ્ધિ સિદ્ધ ના આપજ દાતા
વિઘ્ન હરણ ત્રિભુવનના ત્રાતા
માનું ગણ નાયક મહંત— વંદું.

બાળાઓ— ૨

સાહેલીરે, સાચા પ્રીતમને પિછાણીએ.
ઓ આલીરે, જીવનનો લ્હાવ એજ જાણું એ—ટેક.
પ્રેમ પુષ્પ ખીલ્યું, કરમાવા ન દીજીએ

પાત્ર ભેદ જાણી, પિછાણી કામ કીજીએ
શુદ્ધ પ્રેમને પિછાણે,
જગત લ્હાવ સત્ય જાણે;
જાણીને પ્રીતિ રસ પીજીએ........સા.

અપ્સરાઓ— ૩

મહારાજ અમર ત્રિપુરારી
સ્મર્ણ પ્રણવ પરિગ્રહ હરિહર.......ત્રિ.
ઘટ રવી બિંબાકાર આપનું,
તેજ વસ્યું છે સહુ ઘટ ઘટમાં.....ત્રિ
અજરામર હરિહર બ્રહ્માની,
ત્રિપુટી સાચી વશી રહી અમ ઉરમાં...ત્રિ

નારદ— ૪

રટ મન રાધાવર રાધાવર—
જેના ઉદરે, રહ્યું સમાઇ, આ સઘળું સચરાચર;
પરમ શાન્તિ મય, મોક્ષ મેળવવા, શ્રીહરિની સેવા કર-રટ.

પ્રવીણ— ૫

વસંતની ખીલી, રૂતુ સુખ દેણ,
લોભાવે એ દ્રષ્ટિ નેણ— ટેક.
રાજા વસંતની સત્તા સોહાઈ,
વિરહી બળે દિન રેન..............વસં.
રૂડો રૂતુ રાજ, ખીલે ખીલાવે,
અબળા બનાવે બે ચેન..............વસં.

સખીઓ— ૬

સખી ત્હું કેમ રિસાયે પડે?
લલનાંનું લાવણ્ય વસંતે (૨)
પધારતાં રૂતુરાજ યૌવનાં, વિકારને પકડે......સખી.
પ્રવીણ—વદો વેણ શાં! સૌ સખી આતે, આ હૈયું ઉછળે.
આરાધે પ્રિય કાન્ત ચંદ્ર નિશદિન ત્હું નિજ અંતરે..સખી

ગરજુ— ૭

જમાવું, જબરો, જોબન જંગ
રસિલાથી ઉડાવું રંગ— ટેક.
હંસ સરખી મ્હારી ચટકતી ચાલથી,
આશક અદ્ધર ઉડાવું, જોડું જોડાવું રંગઢંગ-જમા.
મીઠી મરમાળી મ્હારી, અણિયાળાં આંખથી,
કામ કટાક્ષે ભેદી (૨) ઘાયલ કરૂં અંગભંગ-જમા.

ગરજુ— ૮

આવો આવો અલબેલા સુજાન,
કરાવું પ્રીતે પ્રીતિ રસ પાન...........ટેક.
મદન—પ્રેમ ઘેલો વિયોગી. આવો આવો અલબેલી
પ્રેમ પ્યાસેથી જાયે આ જાન........આવો.
ગરજુ—જાઓ સતાવો ગભરાવો નહીં જાન
મદન—જાય કદી જાન તોય થાઉં કુરબાન.....આવો.

પુષ્પા— ૯

ખીલી ફુલ વાડીનું, ફુલ ખીલ્યું બ્હારમાં (૨)

પરદેશી પ્રેમી, પ્રીતે સંભાળજો પ્યારમાં....ખીલી.
ભા ફુલેલું પુલ નહીં, હઉં હુ કરમાવા,
પરાયા હસ્તે ન દઇશ કદી જાવા,
પુષ્પા—વિદેશી રાજ પુષ્પોની પાંખડી ચુંથ.યના.....ખીલી.
ભા—કુસુમ કળિ ખીલતી જોઇ આવ્યો,
ભ્રમર મધુરસ ભો.....ગી
વિકસી કળિ મધ નહીં આ.પે તો
ભોગી બનશે રો.....ગી
( હવે પધ.રો, બસ જશોજ )... ...પ્રીતે.

સખીઓ— ૧૦

સખીરી ઉગ્યે. ઔષધિ પ્રાણ,
પ્રકાશે શીતળ ચંદ્ર સુજાણ;
પદમિની વસી સરોવરે નભે વસે પ્રિયકાન્ત,
અમિરસ સીંચિ સ્નેહથી કાન્ત રહ્યા કાં શાન્ત ?
શીતલ કિરણ કેરૂ દાન દઇ અમિરસ પાન
કરો સ્નેહ જલે સ્નાન
સકળ સૃષ્ટિની દાઝ ઝટ અતરમાં લીજીએ;
ટાળી દાહક તાપ, સુખકર શીતળ કીજીએ;
કૃપા કરો, પ્રેમ ધરોને ભયહરો.....શીતળચંદ્ર

કમાજાન— ૧૧

દીલ હર લીનો, બાંકે નેનાંસે ઘાયલ કરકે ગયો
કાટ કલેજા મેરા, હાજીર કરદઉં,
તોળી ચલે ગયો, પ્યારો રે...—ઘાયલ

હીરદે કમલ મેં, આગ લગી હય
કબ નિર્ખુ એ ચિત, ચોર રે ....ઘાવલ.

વારાંગનાઓ— ૧૨

મોરે ઘરન આયો રે, સાવરીયો
દુલારો નદ–ના આયો રે સાવરીયો
તલફ તલફ સારી રેંન ગુજારી...હાં.
બાલમ નહીં આયો રે.........સાવ.
બ્રિજકી નવેલી, યૌવન ખીલી...હાં.
કબુ ન કાનો આયો રે........સાવરી.

સિદ્ધ વાણી— ૧૩

રાજન્ હૃદય વિચાર જે, તુજ સુતા સમ ભૂવનેશ્વરિ;
નવ લગ્ન કરજે તું કદી, પણ અનુમતિ વણિ પ્રવોળની



# અંક ૨ જો.

મદ-મ૦-મુ૦— ૧૪

પ્રપંચના પોબાર પૃથ્વીમાં પ્રપંચની મ્હેલાઇ,
કાળાં ધોળાં કારજ સાથે, પ્રપંચની સગાઈ—
કલદાર લાવીએ, ગમત ઉડાવીએ;
જમા જમાવીએ, ને રોફ મારીએ............ટેક.
પીડા પતી જશે, ખમાં ખમાં થશે
ખીસ્સાં કડક થશે, ને જોર જામશે........પ્રપંચ.

ગાયકાઓ— ૧૫

કટિ ફેંટ છેરનમેં, ભ્રકુટી મરોનમેં,
સીશ પેંચ તોરનમેં અતિ ઉર ઝાયકે,
મંદ મંદ હાંસનમેં, બરૂની બિલાસનમેં,
આનન ઉજાસનમેં, ચકચોંધ છાયકે;
મોતી મનિ માલનમેં, સોસની દુસાલનમે,
ચિકુટી કે તાલનમેં ચેટક લગાયકે,
પ્રેમ બાન દે ગયો ન જાનિયેં કિતે ગયો,
સુપંથી મન લે ગયો ઝરોંખે દ્રગલાયકે.

પુષ્પા— ૧૬

ધીરી તું ચાલ, થા ન ઉતાવળી,
શીદ અલી આજે બને છે ત્હું બ્હાવરી (૩)

પ્રવીણ—મ્હારૂં અંતર હુલસાય,
હૃદય કાંઇ કાંઇ થાય;

અલી શાની બને છે લ્હું વેવલી
પુષ્પા—દિસે હરખાતી આલી તુંતો બેવડી (૩)

ગાયકાઓ— ૧૭.

સુગંધ સમીર જૈસેં, હંસ બાર છીર જૈસેં,
ભૂ જલ મિહીર જૈસે મયૂષી ચઢાયકે;
પારદ કુમારિ જૈસેં, હરી સ્વાંતધાર જૈસેં,
અંમ્ર એનસાર જૈસેં, ધૂમ ઉર ઝાયકે
ઊકિત એકદંત જૈસેં, શુદ્ધ બોધ સંત જૈસેં,
મિત બાત મિંત જૈસે, સેનન જનાયકે;
પ્રેમ બાન દે ગયો, ન જાનીયે કિતે ગયો,
સુપંથી મન લે ગયો ઝરોંમેં દ્રગ લાયકે.

સાગર— ૧૮

પ્યારી પ્રમદા પ્રાણ, પ્રવીણ મળ્યો પત્ર પ્રિયકરનો;
દેવી પ્રેમ તમોને અર્પી આરાધુ, હૃદયેશ્વરિ,
તમ વિણ તન આ, તલસે હાય, નયને નિહાળ્યે શાન્તિ થાય.

પુષ્પા-સખીઓ— ૧૯

ચાલો ચાલોને શીવ પુજવા સાહેલીરે,
જઇએ, સઉ મળી સાથ, સ્મરિયે દીનનાથ...ટેક.
અખંડ જ્યોતિમય હરિ, અગમનિગમ પરિગ્રહ,
સ્વયં પ્રકાશી સદા શીવે, ધરી ઉમિયા અર્ધાંગ.
એવા હર સાહામણા..........સાહેલી
સ્વયંભુ ૐકાર, ત્રિભૂવનસાર—ચાલો.

પુષ્પા— ૨૦

નારી નવરી નખોદ વાળનારી થાય છે. સાંભળો બ્હેન (૨)
પરનિંદા પુજ્ય ગણી કુલટા અથડાય છે સાંભળો બ્હેન (૨)
સંસાર સ્વામીનો. ઝેરી બનાવે દેહ
દીન દીન દેહ દમે, દારા દુઃખ દેણએ-સાંભળો બ્હેન—
નારી નઠારી એતો, નર્ક કેરી ખાણ છે;
સન્નારીથી સદાય, ઉગે કુળભાણ છે સાંભળો બ્હેન—

પુષ્પા— ૨૧

પધારો પરદેશી, ના દેશો નિર્દોશીને દોશ.
ભા—આણો શીદ મુજ પર રોષ.....પધા,
ખીલ્યું યૌવન પુર બહારમાં, સાંભળ સુંદરિ વાત-અરે તું-
જાદુગારી જાદુ કરી કાં ! ચાલી દઇ ઉત્પાત.....પધારો.
પુષ્પા—રઢિયાળા આ રાજ માગ પર થાય ન આવી વાત-અરે.
કરશે કરૂણા કેશવજીતો, થશે મનગમતિ વાત-પ.

સખીઓ— ૨૨

દીકરી, સાસુજીને, માતા કહી બોલાવજો,
દીકરી, સસરાજીને, દાદા કહી બોલાવજો;
દીકરી કુળવંતાં હોતો રૂડું કહાવજો.

પ્રવીણ— ૨૩

સ્નેહી સાગર છે, મ્હારો પ્રાણ (૩) રે,—
સદ્ગુણ સાગર, હૃદય વત્સલ એજી,
પ્રિય રસિલો એ) નાથ નગીનો એ,

હૃદય રમે છે એ, મ્હારો શ્યામ-(૩) રે,--સ૦
રાજ રૂપાળો એ રસિયો રસાળો એ,
સ્નેહે સ્મરૂં હું, આઠે જામ (૩) રે,--સ૦

પ્રવીણ-સાગર— ૨૪

પ્રિય તમને પામિ, પુરા પ્રેમથી, પ્રિયઘેલી દારા,
પૂજારી થઇને, પ્રિય પ્રાણુની, પુજુ હુ પ્યારા—
કાન્ત કળાધર મ્હારા, રિવકારો રજની દારા;
સેવું સ્વામિને દિન જામિની, માનીને મ્હારા......પ્રિય.
સાગર—નવલ કિશોરી નારી, સાગરની પ્રેમી પ્યારી
હૃદય પ્રતિમા. સ્થાપું પ્રેમથી, મુજ પ્રવીણુ દારા -પ્રિય.

---

## અંક ૩ જો.

મદન— ૨૫

શાને રિસાય તું કામિની?
કહે અલી શાને રિસાય તું કામિની.
હું તો માળા જપુંછું, તુજ નામની—કહે.
ગરજુ—મ્હારો છો શ્યાને, આ વેણુ તણાં બાણુ;
કુણી કદળી. કુહાડે નાખો હણી.....શાને,
મદન—માન પ્યારી મ્હારી, ઓ ગોરી ગુલજાર.
ગરજુ—ભલે આવો પધારો પ્રીતિ ઘણી.....શાને.

ડંખાજાન-- ૨૬

લગન મોહે લાગીરે, બાલાપનમેં,
લગન મોહે લાગી, કટરીયાં મોહે લાગીરે--બાલા૦
બિરહુ જગાવે, તન અકુલાવે,
રસિલેકી રંગવાંકી કટરીયાં મોહે લાગી—બાલા.
પતિયાં પઠાઓ. બૈદ બુલાઓ,
જાદુકી ચોટ મારી, સાવરીયેને ભારી—બાલાં.

સાગર— ૨૭

હૃદયમાં, હિંમત રહે નહિ જરી,
અનંગ સતાવે, ભાન ભુલાવે,
સાન ગયો, વિસરી .....હૃદય.
વન ઉપવન, તરૂની કુંજોમાં,
ચેન પડે ન જરી,
પ્રિયા વિરહથી પ્રેમી કેરૂં,
દૈવત જાયે સરી...હૃદય.

સાગર— ૨૮

સુણુજો, સજ્જન સાનમાં બંધુ મારારે,
માયા કોઇની ન થઇ, ન થશે બંધુ મારારે,
ફોગટ ફાંફાં મારશું, બંધુ મારારે,
નહી કોઈ આવે સાથ, સમજો બંધુ મારારે,
દીન દયાળુ પ્રભુ ભજો બંધુ મારારે,
અંતે આવે સાથ, સમજો બંધુ મારારે.

પ્રવીણ— ૨૯

સાગર ઝટ ચડજો વ્હારેરે—પ્રીતમજી પ્યારા—
વિશ્વાસે રહીશ ત્હમારે—પ્રીત૦
વ્હાલાજી મ્હારે, સઝપણ ત્હમારૂં એક સાચું,
બીજું છે સર્વે કાચુરે—પ્રીત૦
શરણાંગત કેરી સંભાળ, સ્વામિ લેજો મ્હારા,
આ પ્રવીણ હૃદય વસનારારે—પ્રીય.

ગરજુ— ૩૦

મોજ મજા માણીએ, માનીતા મ્હારા,
છોજી છોગાળા. વિલાસી છો વ્હાલા........ટેક.
મ૦ મુ૦—લટક મટકથી ચાલો, મલકાતી મોહીની,
માની મેમાનને મનાવા.....મોજ.
ગરજુ—રંગે રંગાવી, અનંગે જગાવી.
લહુ આ લાલને, બનાવા.....મોજ.

સાગર— ૩૧

સ્વપ્ન સમી છે, સહુમાયા;
નર સ્ઘવાયા, મીથ્યા સુખના, મોહે લપટાયા ....ટેક.
મૃગજળ જોઈ, મૃગ ધાયા,
પ્યાસી મનડું ત્રપ્ત થયું ના
અંતે પસ્તાયા.....સ્વપ્ન.
સાગર સંસારે ન્હાયા,
દુનિયા ફાની, સત્ય એ માની
દર દારે ધાયા.......................

પુષ્પા— ૩૨

આવો આવો રસિલા રાજ,
વ્હાલા હૈયાના હાર;
ભાર—શ્યાણી સુંદરિ સુજાન......આવો.
પુષ્પા—થયો પ્રિયનો મેળાપ, ગયાં શોકને સંતાપ;
ભાર—એ સઉ પુષ્પનો પ્રતાપ.........આવો.
ખારા સાગરમાં ભળિયાં, મીઠાં સરીતાનાં પાણી.
પુષ્પા—શાણા શોખીલા રાજ પુરી ચાલાકી જાણી...આવો.

સર્વે— ૩૩

ધન્ય ધન્ય પ્રવીણ પરમ પુનિત આર્ય નારી,
ધન્ય રાય સાગરકુમાર સ્નેહ ધારી......ટેક.
વિજય વિજય સત્ય પ્રેમનો સદાય થાયે,
આર્યમાં ઉપજાવો પ્રભુ પ્રેમએ સદાયે;—



# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોનાં ગાયનોની ચોપડીઓ જયાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કિંમતે રોકડેથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|
| બીલ્વમંગળ ઉર્ફે સૂરદાસ... | ...૦-૨-૦ |
| શ્રી ભક્તિવિજય... ... ... | ...૦-૨-૦ |
| સુરેખા હરણ ... ... ... | ...૦-૨-૦ |
| નાગર ભક્ત... ... ... ... | ...૦-૨-૦ |
| નીલમ માણેક ... ... ... | ...૦-૨-૦ |
| યોગકન્યા ... ... ... ... | ...૦-૨-૦ |
| મનહર મેના... ... ... ... | ...૦-[illegible]-૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી ... | ...૦-૨-૦ |
| રજની ચંદ્ર ... ... ... ... | ...૦-૨-૦ |
| જોહરે શમશીર ... ... ... | ...૦-૨-૦ |
| શ્રી જયમ[illegible] ... ... ... | ...૦-૨-૦ |
| માતૃપીતૃ ભક્ત પુંડરીક ... | ...૦-૨-૦ |
| ઉર્વશી-પુરૂરવા ... ... ... | ...૦-૨-૦ |
| રાથડ પદમણી ... ... ... | ...૦-૨-૦ |
| જેસલ તોરલ... ... ... ... | ...૦-૨-૦ |
| બીરબલ બાદશાહ ... ... .. | ૦-૨-૦ |
| પ્રવીણ સાગર... ... ... ... | ...૦-૨-૦ |